

# अफीणस्तोत्र

तथा

# विजयास्तोत्र.

૦ ગ્રંથાલય
કૉપીરાઈટ-સંગ્રહ
૧૯૯૦

---

## अफीणस्तोत्र.

ૐ. આ અફીણસ્તોત્રલઘુમાલામંત્રના શ્રીવિવેક ઋષિ, સંજ્ઞાહીન છંદ, અફીણ દેવતા, મનમાં આનંદ ઉપજાવવાના સામર્થ્યવાળું એવી ભ્રાંતિ આ બીજ, સ્વકર્તવ્યમાં પ્રમાદ ઉપજાવી અધ:પાત કરનાર આ શક્તિ, અને તેના વ્યસનને તજી દેવામાં તેના ભક્તોના મનની નિર્બળતા આ કીલક છે.

**કરન્યાસ.** પ્રાત:કાળમાંજ પોતાનું સ્મરણધ્યાન કરાવવાના પ્રબળ સામર્થ્યવાળું એ પ્રમાણે અંગૂઠાઓને નમસ્કાર, પીતીવેળા

---

બાઈ વાલબાઇના સ્મરણાર્થે પ્રકટ કરનાર:-કાળીદાસ જેઠાભાઇ વકીલ.
રાજકોટ-કાઠિયાવાડ.

વા ખાતીવેળા પીનારનું વા ખાનારનું મોઢું બગાડી નાંખવાના સામર્થ્યવાળું એ પ્રમાણે તર્જનીઓને નમસ્કાર, દ્રવ્ય તથા સમયનો દુરુપયોગ કરાવી શરીરાદિને નિર્બળ કરનાર એ પ્રમાણે મધ્યમાઓને નમસ્કાર, મનમાં દીનતા ઉપજાવવાના પ્રભાવવાળું એ પ્રમાણે અનામિકાઓને નમસ્કાર, કર્તવ્યનિષ્ઠાની ન્યૂનતાવાળામાં વિશેષ પ્રતીત થનારું એ પ્રમાણે કનિષ્ઠિકાઓને નમસ્કાર, અને મનુષ્યને ચોટચાપછી પ્રાયશઃ તેનાથી પૃથક્ નહિ થવાના દુરાગ્રહવાળું એ પ્રમાણે હથેળીઓને તથા હાથના નીચેના ભાગોને નમસ્કાર.

**હૃદયાદિન્યાસ.** પ્રાતઃકાળમાંજ પોતાનું સ્મરણધ્યાન કરાવવાના પ્રબળ સામર્થ્યવાળું એ પ્રમાણે હૃદયને નમસ્કાર, પીતીવેળા વા ખાતીવેળા પીનારનું વા ખાનારનું મોઢું બગાડી નાંખવાના સામર્થ્યવાળું એ પ્રમાણે શિરપર સ્વાહા, દ્રવ્ય તથા સમયનો દુરુપયોગ કરાવી શરીરાદિને નિર્બળ કરનાર એ પ્રમાણે શિખાપર વષટ્, મનમાં દીનતા ઉપજાવવાના પ્રભાવવાળું એ પ્રમાણે કવચને હુમ્, કર્તવ્યનિષ્ઠાની ન્યૂનતાવાળામાં વિશેષ પ્રતીત થનારું એ પ્રમાણે ત્રણ નેત્રોને વૌષટ્, અને મનુષ્યને ચોટચાપછી પ્રાયશઃ તેનાથી પૃથક્ નહિ થવાના દુરાગ્રહવાળું એ પ્રમાણે અસ્ત્રને ફટ્.

અફીણની પ્રીતિ મેળવવામાટે તેના ભક્તોને પાઠ કરવામાં તથા વિચાર કરવામાં આ સ્તોત્રનો **વિનિયોગ** છે.

**ધ્યાન.** અફીણ ખાવાથી વા પીવાથી યુદ્ધમાં મલસાગ થઇ જતો નથી, તેનું સેવન વિષયસેવનમાં ઉપકાર કરે છે, તેના સેવનથી આંખો રાતી થવાથી બીજા ભય પામે છે, તેના ભક્ષણાદિથી અંગબળ વધે છે, તેની ઉપાસનાથી સ્નાનની પીડાથી દૂર રહેવા પ્રબળ ઇચ્છા પ્રકટે છે, બેઠાં બેઠાં દિવસે કામની વેળા પણ ઉંઘ

ભઈ શકાય છે, અને તેના અનન્ય સેવનથી અન્યાયવડે પારકું પોતાનું કરી લેવાની પ્રવૃત્તિ થાય છે, આવા કલ્પિત ગુણોનો વિચાર પોતાના મનમાં ગોઠવી અફીણના ભક્તો નિશદિન તેનું ધ્યાન કરતા પ્રતીત થાય છે.

હે અફીણ! તું શ્યામ છે તેથી શ્યામશરીરવાળા શ્રીવિષ્ણુની પેઠે તું જ્યાં ત્યાં વિજય મેળવે છે. હિંદુઓનો કેટલોક ભાગ, મુસલમાનોનો કેટલોક ભાગ, ને ચીનાઓનો મોટો ભાગ તેમનાં ધર્મશાસ્ત્રોમાં માદક પદાર્થના સેવનનો નિષેધ કર્યા છતાં તેઉપર હરતાળ મારી તને પ્રસન્નમને ઉપાસે છે, એ તારો વિજય અવશ્ય અદ્ભુત છે!

નાનાં બાળકો રુદનવડે પોતાને પીડા ન કરે તેથી તેના આરોગ્ય બગડવાનો વિચાર બાજુએ મેલી કેટલીક માતાઓ તેમને તારું સેવન કરાવે છે, કેટલાક વૃદ્ધ પુરુષો ને સ્ત્રીઓ બીજા વાસ્તવિક ટેકાને ત્યજી તને પોતાના ટેકારૂપ સમજી તારી ઉપાસના કરે છે, કેટલાક પ્રવાસીઓ પ્રવાસનો શ્રમ ન જણાવાનું બાનું કાઢી તારા સેવનમાં તત્પર થાય છે, કેટલાક રજોગુણી મનુષ્યો વિષયાનંદની અધિક લાલસાથી પરિણામ વિચાર્યાવિના તારી ઉપાસનામાં પ્રવૃત્ત થાય છે, ને કેટલાક બ્રહ્મચારી, સંન્યાસી, ગોસાંઇ, સાધુ, ને ફકીર પ્રભુની ઉપાસનામાં પૂરતું મન નહિ રાખતાં સાવધાનતાપૂર્વક સમયસર તારી ઉપાસના કરે છે, એ સર્વ તારા પરાક્રમની વિજયધ્વજાઓ છે!

તું અત્યંત કડુ છે, છતાં તારા અનન્યભક્તો તને શાકરથી પણ વિશેષ ગળ્યું સમજે છે, તું પેટમાં ચુંક ઉપજાવવાના તથા તને ખાનારપીનારનું મોઢું બગાડી નખાવવાના સામર્થ્યવાળું છે, છતાં

તારા ભક્તોને તું પરમ પ્રિય છે, તું સ્નાનને તથા ઉદ્યોગને શત્રુ-સમાન ગણે છે, અને ચોરી તથા મિથ્યાભાષણાદિ શીખવે છે, છતાં તારા ભક્તો તારામાં લેશ પણ દોષ જોઇ શકતા નથી, તેથી તેં તેમનાં જ્ઞાનચક્ષુ હરી લીધાં છે એમ તટસ્થ વિવેકી જનોને સ્પષ્ટ જણાઇ આવે છે.

એક મા પોતાના નાના બાળકને અફીણની વા અફીણયુક્ત પદાર્થની ગોળી આપતી પ્રતીત થાય, ને એક ક્ષત્રિય કે મુસલમાન પિતા કે પિતામહ પોતાના પુત્ર કે પૌત્રને નાની બંગલીમાં અફી-ણનો કસુંબો પાતો પ્રતીત થાય, ત્યારે તારા અલૌકિક મહિમાનું ભાન કયા સહૃદય મનુષ્યને ન થાય ?

હવે રજપૂતઆદિને યુદ્ધ કરવાનો સમય લગભગ વીતી ગયો છે, છતાં યુદ્ધકાળે મલનો ત્યાગ ન થઇ જાય તેની ચિંતા રાખી તારા સેવનની તેઓ અગત્ય માને છે, કામીઓ તારા સેવનથી પોતાને વધારે કામસુખ મળ્યાનું માને છે, નિર્બળો તારા સેવનથી બળ આવ્યાનું માને છે, અને રાજાઓનો ને ધનાઢ્યોનો કેટલોક ભાગ તારા સેવનથી પોતાનામાં વિશેષ મોટાઈ આવ્યાનું માને છે, આ સર્વ તારા મહામોહનીનો પ્રતાપ છે.

તારું સેવન કરવાનો સમય પ્રાપ્ત થયે જો તારા ભક્તોને તારી પ્રાપ્તિ થતી નથી તો તેમને ઉપરાઉપર બગાસાં આવે છે, તેમના પગમાં કળતર થાય છે, તેમનાં મન ને ઇંદ્રિયો વ્યાકુળ થાય છે, ને તેમના મોઢામાં ફીણ આવી મૂર્ચ્છાજેવી સ્થિતિ તેમને પ્રાપ્ત થાય છે, છતાં મોહથી પરાભવ પામેલા ને જેમના હૃદયનેત્રનું તેં ગુપ્તરીતે હરણ કરી લીધું છે એવા તારા અનન્ય ઉપાસકો તનેજ આ વિશ્વમાં પરમ ઉપાસના કરવાયોગ્ય માને છે.

તું આળસ, પ્રમાદ, ને દીર્ઘસૂત્રતા ઉત્પન્ન કરે છે, તું તારા સેવકોને દિવસે પ્રામણ્યવહારને તિલાંજલિ દઇ કૃત્રિમ નિદ્રાવડે માથું કેમ ધુણાવ્યા કરવું તથા ભાન ભૂલી આંખોને કેમ વીંચવીઊઘાડવી તે શીખવે છે, વળી તું ચોરી કરતાં, જૂઠું બોલતાં, નકામી વાતો કરતાં, દીનતાવડે પરાધીન થતાં, લજ્જારહિત થતાં, ને સંબંધી જનોઉપર દયારહિત થતાં શીખવે છે. તારા સેવકોને લોકો "બંધાણી" એવું અપમાન ભરેલું નામ આપે છે, તથા તેમનો કોઇ વિશ્વાસ કરતું નથી, છતાં જેમણે પોતાપણું ખોઇ નાંખ્યું છે એવા તારા ભકતો લોકોના કથનાદિની કાંઇ પણ દરકાર કરતા નથી. તારા અનન્યભક્તોની ઉપર જણાવેલી સ્થિતિ તારા મહિમાની સૂચક નથી એમ કોણ કહી શકે ?

ચંડુલખાનામાં ચટાઇઓપર આડા પડ્યા પડ્યા તારા ભકતો જ્યારે તારા વિષમય ધૂમાડાનું પાન કરી મોઢામાંથી ફીણ કાઢતા તથા બેભાન થયાજેવા પ્રતીત થાય છે, ત્યારે તારા વિનામૂલ્યના નહિ પણ સામું મૂલ્ય આપીને થયેલા તે દાસોની તેમના કોઇ પણ પ્રકારના વાસ્તવિક સ્વાર્થવિના માત્ર તેમની મૂર્ખાઇથી થયેલી આવી દીનદશા જોઈ તારી મોહનીનું ભયંકર સ્વરૂપ તારી ભક્તિમાં નહિ જોડાયેલા સર્વ વિવેકી જનોને સ્પષ્ટ પ્રતીત થાય છે.

તું તમોગુણથી ભરેલું ને આળસ આદિ દુર્ગુણોના પિતારૂપ છે, તારા સેવનથી મનુષ્યને કાંઇ પણ લાભ થતો નથી, કિંતુ સર્વથા તેને હાનિજ થાય છે, અને તું અભ્યુદયનાં તથા નિઃશ્રેયસનાં સાધનોમાં માણસની જોઇએ તેવી સાવધાનતાવાળી ને ઉત્સાહવાળી પ્રવૃત્તિ થવા દેતું નથી, છતાં તારા સેવનના પ્રબળ પ્રતાપવડે વ્યવહાર તથા પરમાર્થના વાસ્તવિક સ્વરૂપનું ઘણે અંશે ભાન ભૂલી ગયેલા તારા

અનન્યભકતો ચોરામાં, ડેલીમાં, કે પોતાને ઘેર પ્રસન્ન મને તારું સેવન કરે છે, ને તને મીઠાઈ આદિનું નૈવેદ્ય ધરે છે! વળી તારા ભક્તોને મનુષ્યોના પરસ્પરના વૈરની નિવૃત્તિ કરાવતી વેળા વાપરવા યોગ્ય બીજો કોઇ પદાર્થ જગત્માં પ્રતીત થતો નથી, પણ તારો રસ( કસુંબો )જ વૈરની નિવૃત્તિ કરાવતી વેળા વાપરવાયોગ્ય તેમને પ્રતીત થાય છે, એ પણ તારી વિલક્ષણ મોહનીનોજ પ્રતાપ છે.

તારા સેવનથી ઉપજેલી ધૂનમાં તારા ભકતો કેવાં વિલક્ષણ પરાક્રમ કરે છે તેના થોડાક નમુના તારા ભકતોને પોતાની સ્થિતિનું કાંઇક ભાન થવા અહિં ઊતારાય છેઃ—તારો કોઇ ભક્ત પેશાબ કરવા બેઠો હતો તેવામાં તેને તારા પ્રતાપથી ઝોકું આવવાથી તેની ધોળી પાઘડી પડી ગઇ. પછી તેણે પેશાબ કરીને ઊઠીને પોતાની આગળ પડેલી પાઘડીને બગલું સમજી પાસે ઊભેલા કોઇને પૂછ્યું કેઃ—“ બાપા ! બગલું ચીણે ( કોણે ) માર્યું ?” તારા બે પરમ ભકતો ઘોડેસ્વાર થઇને પરગામ જતા હતા, માર્ગમાં એક ગામઆગળ ઊતરી તારી ઉપાસના કરી ભાતું ખાવા બેઠા. પછી તારા સેવનથી ઉપજેલી ધૂનમાં ઘોડાં ત્યાં મૂકી ચાલવા લાગ્યા. સામે ગામ પહોંચી ધર્મશાળાવાળાને પોતાના ઘોડામાટે ઘાસ તથા ચંદીનો બંદોબસ્ત કરવા સૂચના કરી.ધર્મશાળાવાળાએ તેમનાં ઘોડાં કયાં છે એમ પૂછ્યું ત્યારે બંનેને ભાન આવ્યું કે તેમનાં ઘોડાં તો સમીપના ગામના પાદરમાં રહી ગયાં છે ! તારા એક સેવકે તારી ઉપાસનાથી ઉપજેલી ધૂનમાં ભરેલી બંદુક પોતાના ભણી રાખી તે ફોડવાનો પ્રયત્ન કરવા માંડયો ! ને બીજા એક તારા ભકતે પોતાના છોકરાને તારા ગુણની પરીક્ષા કરાવવા તારું થોડું સેવન કરાવ્યું. તેં તે છોકરાના પ્રાણનો તે શરીરમાંથી વિયોગ કરાવ્યો. તે જોઇ તારા તે ભકતે કહ્યું કેઃ—“ છોરો મરી ગયો પણ અફીણ ચંગો છે !”

તારું પરાક્રમ અપાર છે! તું જ્યારે તારા પરમ ભક્તોના હાથમાં આવે છે ત્યારે તેઓને પ્રસન્ન કરી તારી ઉપાસનામાં જોડાવાની ઇચ્છાવાળા બીજા મફતીઆ ભક્તો પોતાનું ને જગત્‌નું ભાન ભૂલી તારી સ્તુતિ કરવા લાગી જાય છે, જે સ્તુતિમાંનાં થોડાંક વચનો અહિં તારી તેમના ઉપર પ્રસન્નતા થવાની ઇચ્છા રાખી અવતરણ કરાય છેઃ– “આધો દાણો અમલરો, ચપટી ભાંગ ન ખાય; તે નર કોઠી સરીખડા, ધાને ધાન સમાય.” “કાળી આંખ કરે ફીમ કામિની, જેનો કંથ ન રાતી આંખ કરે.” “અફીણબિન આશક અલુના હૈ.” “એભો કહે ઉમરાવને, આફુ બહુત અજાબ; જીનકો આહ પટંતરો, જુધમેં કરે જવાબ.” અને “આફુવટણ ને જોગપંથ, ઓ શૂરાહંદો કામ.”

તારા ભક્તોની તારામાં પરમ ભક્તિ છે, તેથીજ તેઓ તારો ક્રમપૂર્વક ત્યાગ થઇ શકવાનો પ્રબળ સંભવ છતાં પણ લોકોને જે તે બાનાં બતાવી તેઓ તારી ઉપાસનાનો ત્યાગ કરતા નથી. તારા પરમ ભક્તોમાંનો કોઇ ભક્ત તારી ઉપાસનાનો ક્રમથી ત્યાગ કરવાની ઇચ્છા કરી તારી ઉપાસનાનો ક્રમથી ત્યાગ કરવા માંડે છે, પણ મનમાં તારી ઉપાસના ઘટાડવાથી થનારી કલ્પિત હાનિઓનો સતત વિચાર કર્યા કરે છે, તેથી તેને જોઇને તું હસે છે, ને તારો ત્યાગ કરવા તે સમર્થ નથી, એમ સમજી તેને પુનઃ પ્રબળ વેગથી તારી ઉપાસનામાં જોડી દે છે.

તારા ઉપાસકો જ્યારે કોઇ અપરાધ કરી વગરભાડાના ઘરમાં નિવાસ કરવા જાય છે, ત્યારે ત્યાંના નિયમપ્રમાણે તેમને તારી ઉપાસનાનો ત્યાગ કરવો પડે છે, ને તેમાં તેમને તારા વિયોગથી કાંઇ પણ શારીરિક અડચણ આવતી નથી, તેથી જણાય છે કે

ભયથીજ તારો વળગાડ છૂટે છે. ત્યાં પણ પોતાના ભક્તપણામાં ન્યૂનતા ન આવે માટે તેઓ મનમાં પ્રસંગોપાત્ત તારુંજ ધ્યાન કરતા રહે છે, ને જેવા વગરભાડાના ઘરમાંથી મોકળા થયા કે તુરત પ્રથમ તારીજ ઉપાસનામાં તેઓ આતુર મનથી જોડાય છે!

તું ધનવાનોને નિર્ધન કરે છે, બળવાનોને બળરહિત કરે છે, ઇંદ્રિયોના સામર્થ્યને ક્ષીણ કરે છે, ને મનના સામર્થ્યને પણ હણે છે, છતાં તારા અનન્ય ભકતો તારો ત્યાગ કરવા લેશ પણ વિચાર કરતા નથી, તેથી તેં તેમને કોઇ અજબ ભૂરકી નાંખી છે એમ જણાય છે!

તારી અનન્ય ઉપાસના કરનારાઓમાંથી જેઓ કાંઇ સમજી શકે એવા હોય તેમને એકાંતમાં તેમના કાનમાં કહેજે કે:–"ભાઇ! પ્રત્યેક કાર્યનો અંત હોય છે તેમ હવે તમે પણ તમારું વિશેષ હિત સાધવા મારી ઉપાસનાનો અંત લાવો, ને મારાથી શ્રેષ્ઠ પ્રકારના પદાર્થોની ઉપાસનામાં તમારા ચિત્તને જોડો. મારો કેફ ઊતરી જાય છે, ને તે વેળા તમને દુઃખાનુભવ થાય છે, પણ એક વસ્તુ એવી છે કે જેનો કેફ કદી ઊતરતોજ નથી, ને તેથી દુઃખાનુભવ પણ થતો નથી. દૃઢ મનોબળ હોય તો તમે તુરત મારો ત્યાગ કરશો તોપણ તમને હું હરકત થવા નહિ દઉં, ને તમારું મનોબળ ઉત્કૃષ્ટ પ્રકારનું ન હોય તો ક્રમાત્ તમે મારો ત્યાગ કરશો તોપણ તમને હરકત નહિ આવવા દઉં. સારું તે તમારું. ઉજ્જાયી આદિ પ્રાણાયામ, ઇષ્ટમંત્રનો જપ, સારો સંગ, ને કોઈ પણ શુભ કર્મમાં મારા વિસ્મરણપૂર્વક લાગ્યા રહેવું આ ઉપાયોનું જો તમે એકાદ માસ પ્રેમપૂર્વક અનુષ્ઠાન કરશો તો મારી સત્તાનું ઉલ્લંઘન કરી તમ બાહ્યસ્થિતિએ, શરીરે, ને મને સુખી થશો. તમે મારી આટલો કાળ ઉપાસના કરી તો મારો ધર્મ છે કે તમને

કાંઇ સારી શીખામણ દેવી, તે પ્રમાણે મેં કહ્યું, હવે તમને ઠીક લાગે તેમ કરો." આમ આશ્રિતોનું હિત કરવાનો પ્રયત્ન જો તું કરીશ તો તેં ઠીક કર્યું ગણાશે.

આ અફીણસ્તોત્રના પાઠવડે અફીણના અધિષ્ઠાનરૂપ પરમાત્મા અફીણના ભક્તોઉપર કૃપા કરી તેમને અફીણની ભક્તિથી મોકળા કરી જેની ભક્તિવડે તેમનો અભ્યુદય વા નિઃશ્રેયસ થવા સંભવ છે તેમાં જોડવા કૃપાવાન્ થાઓ. ઇતિ શિવમ્.



॥ ॐ ॥

# विजयास्तोत्र.

ॐ. આ વિજયાસ્તોત્રલઘુમાલામંત્રના શ્રીવિવેક ઋષિ, નામરહિત છંદ, વિજયાદેવી દેવતા, મનને આનંદ ઉપજાવવાના સામર્થ્યવાળી એવી ભ્રાંતિ આ બીજ, ભાન તથા અભાનના તરંગોને હીંડોળે માણુસના મનને હીંચોળનારી આ શક્તિ, અને તેના વ્યસનને ત્યજી દેવામાં તેના ભક્તોના મનની નિર્બળતા આ કીલક છે.

**કરન્યાસ.** ભોજનના સમયની પૂર્વે પોતાના ભક્તોને પોતાનું સ્મરણધ્યાન કરાવવાના સામર્થ્યવાળી એ પ્રમાણે અંગૂઠાઓને નમસ્કાર, છીપરઉપર કે કુંડીમાં પોતાનું મર્દન થતું દેખાડી પોતાના ભક્તોના ચિત્તનું આકર્ષણ કરનારી એ પ્રમાણે તર્જનીઓને નમસ્કાર, દ્રવ્ય તથા સમયનો દુરુપયોગ કરાવી પોતાના ભક્તના મનોબળને ઘટાડનારી એ પ્રમાણે મધ્યમાઓને નમસ્કાર, પોતાના ભક્તોને "ભંગી" ( ભાંગ પીનાર, અન્ય અર્થ લોકપ્રસિદ્ધ છે. ) એવું ઉપનામ અપાવનારી એ પ્રમાણે અનામિકાઓને નમસ્કાર, પોતાના ચઢાવમાં ને ઊતારમાં પોતાના ભક્તના શરીરને મરડાવનારી એ પ્રમાણે કનિષ્ઠિકાઓને નમસ્કાર, અને નબળા મનના માણુસને ચોટયા પછી પ્રાયશઃ તેનો ત્યાગ નહિ કરવાના સ્વભાવવાળી એ પ્રમાણે હથેળીઓને તથા હાથના નીચેના ભાગને નમસ્કાર.

**હૃદયાદિન્યાસ.** ભોજનના સમયની પૂર્વે પોતાના ભક્તોને પોતાનું સ્મરણધ્યાન કરાવવાના સામર્થ્યવાળી એ પ્રમાણે હૃદયને નમ-

સ્કાર, છીપરઉપર કે કુંડીમાં પોતાનું મર્દન થતું દેખાડી પોતાના ભકતોના ચિત્તનું આકર્ષણ કરનારી એ પ્રમાણે શિરપર સ્વાહા, દ્રવ્ય તથા સમયનો દુરુપયોગ કરાવી પોતાના ભક્તના મનોબળને ઘટાડનારી એ પ્રમાણે શિખાપર વષટ્, પોતાના ભકતોને "ભંગી" એવું ઉપનામ અપાવનારી એ પ્રમાણે કવચને હુમ્, પોતાના ચઢાવમાં ને ઊતારમાં પોતાના ભક્તના શરીરને મરડાવનારી એ પ્રમાણે ત્રણ નેત્રોને વૌષટ્, અને નબળા મનના માણસને ચોટયા પછી પ્રાયશઃ તેનો ત્યાગ નહિ કરવાના સ્વભાવવાળી એ પ્રમાણે અસ્ત્રને ફટ્.

વિજયાની પ્રીતિ મેળવવામાટે તેના ભકતોને પાઠ કરવામાં તથા વિચાર કરવામાં આ સ્તોત્રનો **વિનિયોગ** છે.

**ધ્યાન.** તું મનને દુઃખના વિચારોથી મોકળું કરી આનંદમાં મગ્ન કરનારી, વિશેષ આહાર કરવાનું સામર્થ્ય આપનારી, સારી રીતે મળશુદ્ધિ કરાવનારી, મગજને પોતાની શીતળતાવડે શાંત કરી સમયસર ઘાટી નિદ્રા આણનારી, તથા મનની એકાગ્રતા સધાવનારી છે, એમ સમજી તારા ભકતો ભોજનપહેલાં તથા સાંજે નિત્ય તારું ધ્યાન ધરતા પ્રતીત થાય છે.

વિજયા, જયા, માયા, ભાંગ, લીલાગર, શંકરની બુટી, ઠંડાઇ, ને સબ્જી આ તારાં પ્રસિદ્ધ નામોમાંના કોઇ પણ પરિચિત નામનું ઉચ્ચારણ કરતાં વા સાંભળતાં તારા ભકતોના મુખઉપર એક જાતનો આનંદ છવાઇ રહે છે, ને કોઇ તારા સંબંધી વાત કરે તો તારા સેવનની આતુરતા તેમના મનમાં પ્રકટે છે, એ તારાપ્રતિ તેમનો કેવો ભક્તિભાવ છે તે સ્પષ્ટ દેખાડી આપે છે. આવા ભક્તિભાવવાળા ભકતોવડે પૂજાયેલી તું વિશ્વમાં મહિમાવંતી છે.

શ્રીશંકરને ભાંગ પીતાં કોઇએ જોયા નથી, ને તે સ્વાત્મારામ

હોવાથી તેમને ભાંગ કે કોઇ અન્ય માદક પદાર્થ સેવવાની લેશ પણ અગત્ય નથી, છતાં તારા ભક્તો "શંકર ભાંગ પીએ છે, માટે અમે પણ ભાંગ પીઇએ છીએ, તેથી તેમાં કાંઇ દોષ કરતા નથી, તથા જે શંકરના ભક્ત હોય તેમણે શિવરાત્રિએ અવશ્ય ભાંગ પીવી જોઇએ," એમ કહે છે, જે તેમનું કપોલકલ્પિત કથન અન્ય અર્થને નહિ જણાવતાં માત્ર તેમની તારા ઉપરની અનન્ય ભક્તિનેજ દર્શાવનારું છે.

કેટલાક તને વાટીને પીએ છે, કેટલાક તને ઘીમાં શેકીને ખાય છે, કેટલાક તારી મીઠાઈ બનાવેલી હોય તે ખાય છે, કેટલાક તારું અદ્ભુત પરાક્રમ અનુભવવા જુવારનાં મૂળો તથા તાંબાનો કાટ તારી સાથે મેળવી પછી તારું સેવન કરે છે, અને કેટલાક તને બહુ વાર જળમાં ઝબોળી પછી તારું સેવન કરે છે, આમ ભિન્ન ભિન્ન રીતે તું તારા અનન્ય ભક્તોને તારી ઉપાસનામાં જોડે છે, તેથી ભક્તવત્સળા એવી જે તું તે તને ધન્ય છે!

તારા પરમ ભક્તો જ્યારે તારા વિશેષ સેવનથી મત્ત થાય છે ત્યારે તેમને અત્યાહાર કરવામાં આનંદ ઉપજવાથી તેમના આહારનું માપ રહેતું નથી, તે વેળાએ જો તેમને દીવાનાં દર્શન કરાવવામાં આવે તો તેઓ હસવામાં અથવા જે વેને લોકો તેને ચઢાવે તે વેને ચઢવામાં વેગવાળા પ્રતીત થાય છે, વળી તારી ઉપાસનાથી ઉપજેલી ધૂનમાં ઉન્મત્ત થયેલા તેઓને કયારેક પોતાનું ને પોતાની આસપાસના પદાર્થોનું કાંઇક ઠીક ભાન હોય છે, ને કયારેક પોતાનું ને પોતાની આસપાસના પદાર્થોનું તેમને કેવળ વિપરીત ભાન થાય છે, તથા તેમને પોતાનો જીવ ઉંડો ઊતરી ગયેલો પ્રતીત થાય છે, કયારેક તેઓ તારા પ્રતાપથી રોવા બકવા કે ગાવા લાગે છે,

અને ક્યારેક તેમનું માથું ભારે થઈ તેઓ વમન પણ કરે છે, છતાં તેઓ તારામાં દોષદર્શન કરતા નથી, ને તારા સેવનથી વિમુખ થતા નથી, એ તેમની તારાપ્રતિ અનન્ય ભક્તિ નહિ તો બીજું શું કહેવાય?

કેટલાક ઝવેરીઓ મોતી તથા રત્નાદિની પરીક્ષા કરવામાટે પોતાના ચિત્તને એકાગ્ર કરવામાં તારા સેવનની અગત્ય માને છે, કેટલાક નામધારક યોગાભ્યાસીઓ ધારણા તથા પ્રાણાયામના અભ્યાસમાં બેસવા પહેલાં તારી ઉપાસનાની આવશ્યકતા માને છે, કેટલાક વિદ્યાર્થીઓ પાઠ ગોખવા બેસવા પહેલાં ને કેટલાક લેખકો લેખ લખવા બેસતા પહેલાં તારી સેવાની અગત્ય સ્વીકારે છે, અને કેટલાક નિત્ય પ્રાતઃકાળમાં વા ભોજનપહેલાં તારા સેવનથી ઉપકાર થવાનો સંભવ જણાવે છે, આ સર્વને તેં તારી સંમોહનીશક્તિવડે ભ્રમિત કરી દીધા છે, એમ વિવેકીઓને સ્પષ્ટ જણાય છે, છતાં તારા ભક્તો પોતે ભ્રમને વશ થયા છે એમ લેશ પણ માનતા નથી, એ તેમને તારા સેવનથી પ્રાપ્ત થયેલી નવી બુદ્ધિનો પ્રભાવ છે!

તારું સેવન કરીને ધ્યાન કરવા અથવા પ્રાણાયામ કરવા બેઠા પછી તારા ભક્તોનું મન વારંવાર સ્તબ્ધીભાવનો અનુભવ કરે છે, અને કોઇ કોઈ વાર તેમનું મન વિવિધ મનોરાજ્યોનો પણ અનુભવ કરે છે, તેથી જાગ્રત્માં તુરીયાવસ્થાનો અનુભવ કરવાનો તેમનો ઉદ્યોગ સફળ થતો નથી, છતાં તારું સેવન કર્યા પછી ધ્યાન અથવા પ્રાણાયામ સારી રીતે કરી શકાય છે એમ જેઓ બીજાને કહે છે તે તારા ભક્તો પોતે પોતાને ઠગે છે, ને તે તેમની મૂર્ખાઈ જોઇ તું પોતાના મનમાં હસે છે, એ યોગ્યજ છે.

તારા પ્રસિદ્ધ પરમભક્તો જ્યારે તારા જળનો લોટો પી પુષ્કળ

આહાર કરી પછી સાંજની વેળાએ પોતાના પેટમાં ભરેલા વિશેષ આહારને પચાવવા બગીચીમાં ( નાની વાડીમાં ) દંડ પીલતા હોય છે, વા અન્ય વ્યાયામ કરતા હોય છે, કિંવા તારા સેવનથી ઉત્પન્ન થયેલી અર્ધ ઉન્મત્તદશામાં પોતાના પ્રાપ્ત યજમાનની ને જમનામૈયાની જય બોલતા હોય છે, ત્યારે તેમના શરીરાદિની સ્થિતિ ઇચ્છવાયોગ્ય પ્રતીત થતી નથી, એ વાત તારા અભકતોને સુસ્પષ્ટ છે. તારું વંશપરંપરા સેવન કરવાથી બુદ્ધિની કેવી મંદતા થાય છે તેના ઉદાહરણરૂપ તારા પ્રસિદ્ધ પરમ ભકતો છે, જે ભકતો તારો અગાધ મહિમા સમજી નિત્ય તારા સેવનમાંજ પરમાનંદ માને છે.

તારા અનન્ય ઉપાસકો આખી પૃથિવીઉપર તારું વાવેતર થાય, જ્યાં જ્યાં તેઓ દૃષ્ટિ કરે ત્યાં ત્યાં તારી તેમને પ્રતીતિ થાય, પીવાના જળમાં તારો સદ્‌ભાવ હોય, અને જમવાના પદાર્થોમાં ને વિશેષે ભજીઆમાં તારો સદ્‌ભાવ હોય તો ઠીક એમ ઇચ્છે છે. તેઓ તારામાં પોતાની ભક્તિ જણાવવા આવાં અને આને મળતાં વચનો પ્રસંગોપાત્ત બોલે છેઃ— “ ભંગ ઐસી છાનીએ, જૈસા ધાડા કીચ; ઘરકે જાને મર ગયે, આપ નશાકે બીચ. ” “ ગંગભંગ દોઉ બહીન હૈ, રહત સદા શિવસંગ; મુઆં તારિણી ગંગ હૈ, ઝીંદાં તારિણી ભંગ. ” ને “ કુંડી કુતકાકોં બજા ઔ દેખ ટુક કુદરતકા ખેલ, છોડ સબ કામોંકોં ગાફીલ, ભંગ પી ઔ દંડ પેલ. ”

ઉત્તર હિંદુસ્થાનના ઘણા ભાગમાં સાધુઓના અખાડામાં, બ્રાહ્મણઆદિ ગૃહસ્થોના ઘરમાં, અને ઊનાળાના ને શરદૠતુના દિવસોમાં બાગોમાં તને છીપર તથા ઉપરવટણાની વચ્ચે વારંવાર લઢાતી જોઇ તારાપર તે લોકોનો કેટલો ભાવ છે તે કોઇના સૂચવ્યાવિનાજ જોનાર માણુસને સ્પષ્ટ થાય છે. તારા ભકતો પ્રાયશઃ

પોતાનું વ્યાવહારિકપારમાર્થિક કર્તવ્ય ભૂલી દીનમનવાળા થઇ તારા સેવનમાં તત્પર થઇ જાય છે, એ જોઇ તારી ઉપાસનામાં નહિ પ્રવૃત્ત થયેલા બીજાઓને ભલે આશ્ચર્ય વા ખેદ થાય, પણ તેથી તારો મહિમા તેમને વિશેષ સ્પષ્ટ થાય છે, એમાં શક નથી.

દેહાભિમાન, પ્રાપ્ત દુઃખ, કિંવા ઉદાસીનતાને મનમાંથી દૂર કરવામાટે જેઓ તારા સેવનની પોતાને માટે આવશ્યકતા ધારતા હોય તેમણે તારા સેવનને બદલે પરમાનંદરૂપ પરમાત્માનું સ્મરણ કરવું એજ શુભ ને દુઃખરહિત ઉપાય છે, છતાં તારા ભક્તોએ તારી સતત ઉપાસનાવડે પોતાના હૃદયની આંખો ખોઇ નાંખેલી હોવાથી તેઓને આ હિતકર રાજમાર્ગ સૂઝતો નથી.

વિજયા, જયા, ને માયા એ તારાં મુખ્ય નામોનો અન્ય અર્થ બ્રહ્મને આશરે રહી તેમાં કલ્પિત જગત્ દેખાડનારી અવિદ્યા એવો પણ થાય છે એમ તારા ભક્તોને સમજાવી તેમને તારા વ્યસનનું ઉલ્લંઘન કરાવી તારા અધિષ્ઠાનરૂપ બ્રહ્મથી યથાશક્તિ અભેદ પામતાં શીખવી તેમને કૃતાર્થ કરવા દયાળુ થજે. અવિદ્યા જેમ જીવનું કૂટસ્થ એટલે પારમાર્થિક સ્વરૂપ ભૂલાવી તેમાં તેને હર્ષશોકવાળું અન્યરૂપ દેખાડે છે, તેમ તું પણ પ્રાયશઃ જીવના વ્યાવહારિક સ્વ-રૂપનું ભાન ભૂલાવી તેમાં તેમને પ્રાતિભાસિક એટલે કલ્પિત રૂપ દેખાડીને દુઃખી કરે છે, માટે તું પણ અવિદ્યાના જેવા સ્વભા-વવાળી છે. તારા ભક્તોઉપર નિરંતર વિજય મેળવનારી હે વિજયે! હવે તું તારા દીન ભક્તોઉપર દયા કરી તેમને તારા સેવનમાંથી મુક્ત કરવારૂપ તેમનો ઉદ્ધાર કર, ને તેઓ જો પોતાના કોઇ દુઃખ-ની શાંતિમાટે તારું સેવન કરવાની અગત્ય જણાવે તો તેમને તે દુઃખની શાંતિમાટેનો કોઇ નિર્દોષ ને સુગમ ઉપાય કોઇ યોગ્ય પુરુ-

યદ્વારા જાણી લઇ તેનું અલ્પ કાળ અનુસરણ કરી સુખી થવાની સૂચના આપ.

ગાંજો ને ચરસ (ભાંગના પાકેલા છોડમાંથી નીકળતો ગુંદજેવો કેફી પદાર્થ) પણ તારાં સંતાન છે. તેમની ઉપાસનાથી પણ તેમના ઉપાસકો પોતાનું ને જગત્‌નું ભાન ભૂલે છે, ને ઊધરસઆદિ રોગોને અધીન થાય છે. ગાંજા તથા ચરસના ઉપાસકોને પણ તું તેમના અપકારકપણાનો સ્પષ્ટ બોધ આપી તેમને સમયનો ને દ્રવ્યનો સદુપયોગ કરવા સૂચવજે, ને તેમને મળેલી "ગંજેરી"ની ને "કેફી" ની પદવિમાંથી મોકળા કરજે.

માણસનો મોટો ભાગ બહુધા ટેવનો ગુલામ છે. ટેવ પડવા ન દેવી એ સહેલું કામ છે, પણ પડેલી ટેવ છોડી દેવી એ આ જગત્‌માં ઘણામાં ઘણું કઠણ કામ છે, તેમાં પણ કોઇ જાતની કુટેવ પાડવી એ બહુ સહેલું કામ છે, પરંતુ પડેલી કોઇ પણ કુટેવને ત્યજવી એ ઘણામાં ઘણું કઠણ કામ છે. આ કુટેવથી કાંઇ પણ લાભ નથી, ને આ કુટેવ સર્વથા અપકારકજ છે, એમ જાણ્યા છતાં પણ કુટેવના ભયંકર ખાડામાં પડેલા ઘણા માણસો તે કુટેવરૂપ ખાડામાંથી બહાર નીકળી શકતા નથી, માટે હે વિજયે! તારા તથા તારા સંતાનના સેવનરૂપ કુટેવમાં પડેલા તારા સર્વ ભક્તોને ધૈર્ય તથા સાવધાનતા રાખવાનું સૂચવી ત્રણમાંથી કોઇના પણ નિત્ય સેવનરૂપ કુટેવને ત્યજવા ઘણામાં ઘણા સદાગ્રહપૂર્વક પ્રયત્ન કરવાનું સૂચવજે, નહિ તો તેઓ પડેલી કુટેવરૂપ અત્યંત ઉંડી ખાઈમાંથી કદી પણ નીકળી શકશે નહિ. ઇતિ શિવમ્.

## સમાપ્ત.

---

નિર્મળ પ્રિન્ટિંગ પ્રેસ, ખમાસાને ચકલે—**અમદાવાદ.**